# મુંબઈમાં જાગેલું દીન.

અથવા

## મુસલમાનોએ પારસીઓપર
## મચાવેલું હુલ્લડ



ભાગ પેહેલો.

સુબોધેચ્છક સ્વદેસિઓને શારૂ.

છંદ, હોરી, ગરબી અને બીજા રાગમાં રચ્યું.

મુંબઈ:

પારસી પ્રિંટીંગ પ્રેસમાં પાલનજી નશરવાનજી
ખંભાતાએ છાપ્યું
નં ૪૨૫ પ્યારા કુવા રોડ ચોકસી બજાર.

૧૮૭૪

કીમત બે આના.

# મુંબઈમાં જાગેલું દીન.

અથવા

## મુસલમાનોએ પારસીઓપર

## મચાવેલું હુલડ.

ભાગ પેહેલો.

સુભેચ્છક સ્વદેસિઓને શારૂ.

છંદ, હોરી, ગરબી અને બીજા રાગમાં રચ્યું.

મુંબઈ:

પારસી પ્રિંટીંગ પ્રેસમાં પાલનજી નસરવાંનજી

ખંબાતાએ છાપ્યું

નં. ૪૨૫ ખારા કુવા રોડ ચોકસી બજાર

૧૮૭૪

કીંમત બે આના.

# હુલ્લડની સરૂઆત

## લાવણી.

(લાલ તારેને મારે બાળ પણાની માયા,
    આપ્રીત લગાડી કેમ વેગળા ધાયા—એ રાગ)
દિન જાગ્યું મુંબઇ શેહેર કહું આવારે,
તે જન શું સમજી લાગ્યુ થશે ખાવારે. ટેક.
સન અઢાર ચુંમોતેર તણી બલીહારી,
કે શુ તારીખ તેરમી ઘણી મત વારી,
શું કારણ જાગ્યું દીન કહું છું ભાઇ,
ચરચા કરી મુસલમાન ધર્મની આંહી;
ચરચાકરનારો એક પારશી નામે,
રસ્તમ હોરમજી એ કર્યું શું કામે. દીન. ૧.
મહમદ પેગંબર મુસલમાનનો જે છે,
જેની જીંદગાણી તણો હેવાલો એછે;
તેનું એક પૂસ્તક બહાર છપાવી પાડ્યું;
જેણે રૂસ્તમજી નામ એક શું કાડ્યું ;
રસ્તમજીએ અંગરેજી પરથી કરીયું,
    હગે પરે મરી અ[illegible]નું કંઇ ધરિયું. દીન. ૨

કંઈહશે નવીન મહિ ભેળ બગાડી લખીયા,
સાચાપરથી શું ? અંદર જુઠા ધરીયા;
અંગરેજી પરથી કર્યું ટ્રાન્સલેશન,
અંગરેજી લખનાર બ્રીટીશ નેશન;
ત્યારેતો મુસલમાન નહીં કંઈ વદીઆ,
શું કારણ મુસલમાન થયા અહીં રદીઆ. દી. ૩
સાચામાં જુઠું કદી નહીં ભેળવાએ,
જો ભેલવાએતો ખરે આગ લગાએ;
સાચું એ પુસ્તક હોત બરાબર જ્યારે,
નહી થાતે મુંબઇ શેહેર ઝઘડો ત્યારે;
કુરતમજી તું તો છાપ છપાવી ચડીઓ,
હીંદુ અગ્રેજ પારશી મુસલને નડીઓ. દીન. ૪.
મુસલમાનના ધરમ તણી કરી ચરચા,
શું લેવા તેં આ કરી કપાલે અરચા;
સન અઢાર એકાવન હતો જેવારે,
આવુ હુલડ તત મચ્યું હતું તેવારે;
તે લખવા દીલગીરી ઘણોછું ભાઇ,
રાંકડીઆ પારશી રહયા માર ખુબ ખાઇ. દીન. ૫
ઉપલી બીનાને થયા કંઇ દીન ઝાઝા,
તે શું જાણે દીન રાય રંકને રાજા;
કેવતમાં શિયા શ્વાન બાંધી પુછડી,
ત્યા વિનાં કેમ રહે ઓછી કુકડી;

ઊંટ મરવા જ્યારે થાએ જુવે મારવાડ,
ઘોઘાએ વાઘરી હસ્ત ખરે ધારવાડ. દીન. ૬.
જે કપટી હોએ તે કપટ તણી ગત જાણે,
જે ભોળા હોએ તે મંન તણી નહી આણે ;
આ જગમાં એવા હશે ખરે જંન કોઈ,
પાછળ પરતાઇ રહે શીર જઈ રોઈ ;
એક બીજાનો શત્રુ તેતો થાએ,
તો કેમ કરીને તેનાથી રહેવાએ. દીન. ૭.

---

## દોહરા.

તેવી રીતે અહીં થયું, મુંબઈ બેટ બજાર ;
જાણે જન ઘાંચી ઘણા, ખાટકી કોળી લવાર. ૧.
રણ શુરા રણમાં ચડે, થાએ હાહા કાર;
કિકિઆરી કરીને પડે, મરે મારામાર. ૨.
તેમજ તારીખ તેરમી, ફેબ્રુવારી માસ ;
સવંત અઢાર ચુંમોતેર, મુંબઈ નાસાનાસ. ૩.
સવંત ઓગણી વીસના, માહાવદ એકાદસ[1];
શનશાહી પાંચમો, છવિસ રોજે જૂસ. ૪.
સુકરવાર તે દીન હતો, મુસલમાનનો નેક,

---

૧ અગીઆરસ

પારસીઓપર તુટી પડ્યા, જાણી જોઇ છેક. ૫.
મુસલમાન ભેગા થઇ, મનમાં આણ્યું એક;
ધર્મ વિરૂધ (ની) ચરચા કરે, તેને મારો છેક. ૬.
તેથી તેનામાં થઇ, મોટી કંઇ તકરાર;
શ્રીમંત જંન કોઇ કહે, કર્યો ન મારામાર. ૭.

---

## મુસલમાનોની મીટીંગ.

### કુંડળીઆ છંદ.

મુસલમાન નક્કી કરે, સભા ઠરાવો આજ
સંપ કરો સૌજન મળી, ત્યારે રહેશે લાજ
ત્યારે રહેશે લાજ, સભા કરવા જગ્ય સોધી
મોંયખલાની વિચ, જગા મહમદની નોંધી
મહમદ ઇઝરાએલ, તણી જોવા જગ કુળ
સભા મળી શૌ જાય, જે છે સઘળા મુસલ. ૧.

૨

સભામળી ગ્રહસ્થો ઘણા, જે છે તે હુંશિઆર
લખવા મત તેનું ઘર, નામ સહીત નિર્ધાર
નામ સહીત નિર્ધાર, કાજી અબદુલ લતીફ

કમરૂદીન તઈએગ, તથા મુનશી અલીફ
એવિનાં તણી ખુબ, હળી મળી ઠોકે ખભા[૨]
વાહવાહરેવાહ, ભલી કહીએ આ સભા[૩] ૩.
સભાસદ સૌએ મળી, ધાર્યું મનમા એક
કોઈ તરેનો આ પણું, ન કરવો ઝઘડો છેક
ન કર્વો ઝઘડો છેક, સમજી બેસી રહેવું
જૂદા કરે શિર પર, તે માથે લેઇ લેવું
પણ સમજયા નહીં કોઈ, આખર મેહેલી મભા
કરી ખરાબી ઘણી, વાહજન બેઠયા સભા ૩.

---

## સુકરવારનું હુલડ

કુંડળીઆ છ.૬.

૪

બારકોટમાં જાગીયું, મુસલમાનનું દીન[૧]
જુમા જે કહેવાય તે, મસીદમાંહી દીન
મસીદમાહીં દીન, વાર શુકર કહેવાએ;
બાર વાગતાં થયું; હુલડ સઘળું જોવાએ.
માં સમજી દીન, પડયા તુટી શું સાર

---

. ૨ ખભા. ૩ સભા.

ખરે પારસી જન, તણા ખાધા અહીં માર. ૧.

---

## રોલાવૃત.

આસો માટો ફેર, જાગ્યો મુંબઈ શેહેર;
મુસલમાનનું દીન, જોવાને શું લેહેર; ૧
પોલીસ જાણે પેહેલ, કંઇ થાશે તોફાન;
ત્યારે શું કારણે, ધર્યું એણે નહીં કાન. ૨
પોલીસ કમીશનર, સૌટર જે કહેવાએ;
થયો તવ આહાકાર, ત્યારે (તે) અહીં કહિ ધાએ. ૩
પારસી જનને મન, પ્રથમ ખાતર કંઇ ફુલી;
તે સઘળી થઇ વ્યર્થ, અણુવિસ્વાસે સુણી. ૪
મસાદમાંહીજંન, હતા મુસલમાનો તે;
શિખ દેઇ નહીં હશે, કાજી જે શાણો તે. ૫
કાજીની નહીં શિખ, માની તેણે તહીંઆં
મસીદથી નિકળી, પાએખુનો છેજ હીંઆ. ૬
કરે શબ્દ પોકાર, અણઘટતા કંઇ એવા;
લેલી ડંડોલા મહી, કંસારાવાડ કહેવા. ૭
એક એકની સાથ, બાઝીં ખેલંતા ચાલે;
શું કહે આજે રાજ, ફીકર વીન એ તો માલે. ૮

---

## દોહરો.

મસીદમાંથી આવતાં, મળપો કાન્સટેબલ;
જેનો ક્રોધ ગાએ નહી, તે આકુળ વિકળ. ૧

---

## ચોપાઈ.

ફરામજીને માર્યો માર, ઘર તેના આગળ આ વાર;
સોટા મારી મુકી ધાય, દેખી પોલીસ ગામી થાએ, ૧
આ તવ દેખી હરખે કોણ, પારસીઓનો કાઢે ઘાણ;
ફરામજી અંગે છે શુદ્ધ, જેની સુંદર જોવા બુધ. ૨
રહી નહીં સરદારોની લાજ, ફરામજીને દેખી આજ;
તેના ઘરને કર્યું નુંકસાન, નહીં તવ તેનુ કાંઇ માન ૩
ભલો ભીચારો પારસી એહ, મુસલ હસ્તે આવ્યો તેહ;
પોલીસ એકદમ આવી પડી, મુસલમાનને તે તો નડી. ૪
દેખી પકડી ઝાલે જેમ, ગયા છાનામાના તેમ;
પકડાએ સાકરીઆ કેદ, મુકે નહીં પારસીનો ભેદ. ૫
ત્યાર પછી તો મોટુ થયુ, તે દેખીને હઇચુ ગયું;
તેનો કહુછું નીચે સાર, માડીને સઘળો વિસ્તાર. ૬

---

# અલાઈ બાગ આગળ થએલી નુકસાની.

## રાગ ઓખાહરણ

મુંબઈ માંહી અલાઈ બાગ, તે તો જાણે મોટો નાગ;
હોરી માંહી ઊડે ગુલાલ, અહીં ઉડે સોટા તાલ. ૧
એજ પ્રમાણે દવાખાનું, પેસ્તનજી મંચેરજીનું;
તેમાં પેસી મુસલમાન, જેને કાંઈ જરા નહીં ભાન. ૨
મારો મારો મુખે એમ બોલે, સોટા સાતો મારી દવાર ખોલે;
દવાખાનું નકી કીધું, પારસીએ મન નહીં ધરીધું. ૩
હાય હાય કરીને પોકારે, જાણ થાએ ખબર સરકારે;
દવાખાનામાં જે જે જાણુસો, દેખી ફોડે મુસલ માણસો. ૪
જે રણમાં રણ દેખી ચડતા, સરકારથી તે નહીં ડરતા;
અરે રૂસ્તમજી તેં શું કીધું, પારસીએ મન માહીં
ધરીધું. ૫
ખાડો ખોદે તે જન પડશે, ત્યારે કોઈ નહીં કાને ધરશે;
રૂસ્તમજી મુકી બેટ, ગયા દમણ ઉત્તાર ઠેઠ. ૬
તેનો શું જ થયો હેવાલ, તેની હજુ મળી નહીં ભાળ;
એવું સાંભળીધું જન દંત, પારસીનો ન છોડે વંત. ૭
પછી પુસ્તકખાનું પેખી, જોઈ સઘળું ફેક્યું દેખી;
તેના ધરને કર્યું નુકસાન, પાણી પીવા ખાવા નહીં

પાં

જેની સ્ત્રીઓના કાળજા ખસીઆં, તેના હજુ સુધી
નહીં ઠરીઆં;
પારસી એજે ચરચા કીધી, મુસલમાનની સિક્ષા લીધી. ૯
પોલીસ શું ખીચારી કરશે, ઉપરી મન શું નહીં ધરશે;
સરકાર ખીચારી છે મોટી, જેની જગમાં મળે નહીં
જોટી. ૧૦
આ વખત કયાંથી આવ્યો, મુસલમાનને કયાં લાગ ફાવ્યો;
મુસલમાનને વિચાર હોત, લકડી રૂસતમજી સોત. ૧૧
ખાંધી સરકારને આવ્યો હોત, સૌ પારસી દુખી ન હોત;
કંઇ ભુલ્યાછે પારસી જન, તેમ ભુલ્યાછે મુસલમાન. ૧૨
કોઇને મારે ધીબધબાકે, કોઇના મુખ તોડે લપડાકે;
કાઇએ ખાધો મુકીનો માર, થયો પેસતનજી લાચાર. ૧૩
દેખી દયા શું નહીં ઉપજે, જયારે થાએ આવી રસુજે;
સોના રૂપાનું જે કાંઇ દીઠું મુસલમાનને લાગે મીઠું ૧૪
કોઇએ ચોરયાં ખરા દાગીનારે, હીરા જડીત કઇ નગીનારે;
જેમ પોલીસ મારે માર, મુસલમાનને મળે તાળ. ૧૫
આવુ વાંચ્યું પત્રો ઘણામાં, કંઇ કઇ ખીના તે તે તણામાં;
ઘણુ લખીએતો મોટુ થાએ, અનાઇખાગ ઝઘડો થાએ ૧૬
જીજીભાઇ ધનજીભાઇ કહેવાય, ખ'રસી વાળા નામે
ઓળખાય,
ના ઘરમાં કરયુ' તોફાન, ઘણા જનની લીધી જાન. ૧૭
। ::ડાસી હીંદુઓએ, ણો બચાવ કીધો જેઓએ;

ત્રણ હજાર રૂપીઆનું લીધું, જરીઆન વિન નુકસાન
કીધું. ૧૮

પછી પથર માર ચલાવ્યો, અલબ્બાગ માંહી કહેવાયો;
તહીંથી જે જે મુસલમાન નાઠા, તે તો સઘળા ગયા
સામટા. ૧૯

કપાવાળાની જહી અગીઆરી, છે પારસીની કાંઈ હોશીઆરી;
તહી બીજુ ટોળુ જઈ લાગ્યું, મીસ્ટર સાઉટરનું મન
જાગ્યું. ૨૦

તહીંથી હુલડ જન અટકાવ્યા, સરકારે સંદેસા કાવ્યા;
તહી તોફાન કરીયું મોટું, કહ્યું સાચું નહી કેણ ખોટું ૨૧

ટોળે ટોળાં રસ્તે અથડાએ, ખુન દેખી જનો ગભરાએ;
મુસલમાન મારે પારસીને, પારસી મારે નહસી નાસીને.૨૨

તહી સેકડો મુસલમાન સીધી, જાદવે જાદવા રથળી
જેમ કીધી;
ગોપાલ નાનાની દુકાન લુટી, માંહે રાખી ન એક ખુટી.૨૩

બીબીઓના કડકા કીધા, જેને ફાવ્યા તેમ તેને લીધા;
પીડાં તણો નાસજ કીધો, પોલીસે તે મારતા લીધો. ૨૪

પોલીસ ઘણી ગભરાએ, કારણ અહીં તહીં તોફાન થાએ;
એક સમે બીજું ઊભું થાએ, બીજુ અહીં તહીં નાસી
જાએ. ૨૫

પારસીઓને જખમ કીધા, તેને હોસપીટાલ મહીં લીધા

મારા મારીમાં પડાણુ જબરા, નહીં આરબ તેથી નબ
ળા. ૨૬
એવું મુસલમાનોએ કીધું, છાપાવાલાએ પત્રે લીધું;
પછી ખેત વાડી મહી પેઠા, તેતો પારસીઓએ સઉ વે
ઠયા. ૨૭
ધોબી તળાવપર જઇ આડીઆ, કોઇ કોઇ પારસીને નડીઆ;
બાર ઊપર ચાર તો વાગ્યા,ભીડી બજાર મહી જાગ્યાં.૨૮
બંમનજીની અગોઆરી આવી, તહીં વઢવાડ કેવી મચાવી
ખેતવાડી તણા ઘર લુટયાં, મારા મારીમાં માથાં ફુટયાં.
૨૯
તંહીથી હઠયા મુસલમાન જયારે, સુકરવારની સાંજ થઇ ત્યારે;
મારા મારીમાં જે હાથ આવ્યા, કેદી એકસો છાસટલાવ્યા
૩૦
આ પરમાણે પોલીસે કીધું, મીસતર સાઊટરનું કામ સીધું;
મીસતર સાઉટર જેવા સુધરેલ, તેનામાં બનીઓ આ ખેલ,
૩૧
તેના રાજની પ્રજા જેહ, સુખ પામે જરા નહીં તેહ;
ધર્મ તણા મકાનો ભાગ્યાં, પારસીના મનડાં જાગ્યાં ૩૨
પછી જેવાત થઇ તે કહીએ, પારસી સેઠીઆ સાથ લઇએ;
જોવા ગયા ( જે ) થયું નુકસાન, જોયા નજરે એજ
મકાન. ૩૩
પારસી સ્ત્રીઓ રડતી દીઠી, કેને આ વાત લાગે મીઠી;

જોઇ રહ્યા સૌના કંપે, મુસલમાન જરા નહીં જંપે. ૩૪
પેટનું બળ્યું ગામ બગાડે, એકઠા જન થઇને બગાડે;
હાહાકાર થયો ઘણો અહીંઆં, બંમનજીની અગીઆરી
છે જહીંઆં ૩૫
જોઇ કાળજડું જન બળતું, મુખે કહે ટોણું આ નટળનું;
મુંબઇનો જે એજીંગટંન, તેનું હૃદય છે ઘણું મન
૩૬
સરકારથી રીજમિટ મળશે ત્યારે હુલ્લડ જાગેલું ટલશે;
ગવરનરના હુકમથી થાશે, રીજમીટ સાથ લશ્કર જાશે.
૩૭
પોલીસ કમીસનરને મલશે, જોઇએ તેટલી મદત જડશે;
જે કોઈ ખાતું નરમ હોય જયારે, બીજાની માગે મદત
ત્યારે ૩૮
તેનો વીચાર સરકાર કરશે, ભાઇઓ નહીં પસ્તાવું પડશે;
આજે દીસે સનીવાર આવ્યો, થયું નુકશાન તેણે વધા
ર્યો. ૩૯

# પારસીઓએ કરેલો બચાવ.

દોહરા,

બાગકોટને કોટમાં, ખેતીવાડી[1] સાર;
જાન બચાવા કારણે, સંપ કર્યો આચાર. ૧
સપે સંપી નિકળ્યા, જોવા હુલડ બજાર;
રોતા દેખી પોતીકી[2], બળી બીચારી નાર. ૨
બેરામજી જીજીભાઈ, ને વળી નાનાભાઈ;
જાએ કોકડું મારકીટ, અજાયબાગે ધાઈ. ૩
તેથી ઉપર દેખીયું, વળતી કર્યો વિચાર;
મળી આપાસુ સઘળા ગયા, ગવરનરની પાસ. ૪

---

# ગવરનર પાસે ગએલા પારસીઓ.

મનહર છંદ.

બેરામજી જીજીભાઈ, સાથે દીનશાજ પીટી.
સર જમસેદ, જીજીભાઈ જે કહેવાએ છે,
આનરેબલ સેઠ, મંગળદાસ નથુભાઈ,

---

૧. ખેતવાડી. ૨ પોતાની જાતની.

અરજ કહેવાને મુખ, હળી મળી જઈએ છૈ;
સલામ કરીને કહે, આતે રાજ આપનામાં,
વગર વાંકે, પ્રજા પારથીની મરી જાએછે;
સુરલમાને[1] મારી માર, ઈ લુટયાંજ ઘર બાર,
અંદર પેઠીને ચોર, ચોરી કરી ધાએ છે, ૧

૨

પોલીશ કમીસનર, જાણીતો જે સોટર,
તેના હાથ નીચે આવું, ખુબ ધાણી થાય છે,
માટે આપ ધાનમાંજ, લેશો પ્રજા તણી વાત,
વગર રળેલું અંન, વીણી વીણી ખાઆ છે;
વળી માર મારે ખુબ, માંને નહી પોલીશનું,
એકદમ તુટી પડી, વિદ્યુત[2] જણાય છે,
દયા નહી તેને મંન, કરે ખુન મારી ધાય,
મુસલમાનીનું ખુબ, જબર રોપાય છે. ૨

૩

ગવર્નર[3] સરકાર, વદે મુખ તેને વળી,
ફીકર ન કરો જરા, રહેજો સંપ સંપી,
ફકર છે તૈયાર, તેના ઉપરીને બખી,
ખરત ચીફ સાથ, જે છે ન કુસંપી;
ધ ઈઠ એજ, ગયા જન જે જે તેહ,
સાંભળવા, રહ્યા જ ટંપ ટંપી,

૨. વીજળી પેઠે. ૩ ગાવરનર.

એજટમાં [illegible], બીજા અજીબ [illegible]
જેથી પારસીની પ્રજા, કોઈ કદક જંપી   ૩

૪

વળી સનીવાર દીન, ગોવાલી તલાવ છે,
તેની પાસ હોરમજી, વાડીઆ કેવાય છે,
કરેલ વાડીની પાસ, ફરામજી કાવસજી,
તેનાતો આતસ પર, ઠોણુ જવા થાય છે;
ટોળે મળ્યા પારસીઓ, બચાવ કરવા કાજ,
બંદોબસ્ત કરી એક, એક (ની) બાંહય સાહેબ છે,
મુસલમાન સાથ ધેડ, મળી ખેતવાડી જઈ,
પણ બંદોબસ્ત જોઈ અહીં તહી જાય છે.   ૪

---

## દોહરા.

જતાતા બે મોબેદ, આંદરોડ જે દીશ;
તેને માર્યો માર ખુબ, નાસે નાખી ચીસ.   ૧
તહીં આગળ ફાવ્યું નહીં, ત્યારે ચાલ્યા જાય;
આંદરોડ પામેટર, આગળ જઈ સહુતાસ.   ૨

# પારસીએ અંગ્રેજની લીધેલી મુલાકાત.

છપે.

પેસતનજી ને વકીલ, કાવસજી એદલજી,
ડાકટર પેસતનજી, નસરવાન નવરોજી¹,
કુળા વાળા દાદાભાઈ, તે પીતા પાલનજી,
રસતમજી ખંભાતી, તેનો પીતા પેસતનજી,
તે સઘળા ટોળે મળી, અંગ્રેજ ગટન જયાં જાય રે,
કહે મુખે વધતું થસે, તેનો શું ઉપાય રે. ૧

દોહરો.

અંગ્રેજ ગટન મુખે કહે, પોલીસ કમીસનર;
તેના સ્વાધીને કરી, આપ્યું છે લશ્કર. ૧

# ઘાએલ થએલા માણસો.

ચોપાઈ.

સેઠ આપજી આદરજી એક, માણેકજી ધીરાજજી છેક;
મરણ પામ્યો દાદાભાઈ, આએદીન અમેદ² કેવાઈ ૧

1 નવરોજી. 2 આમેદ.

ચારે બાજુ પોલીસ ફોજ, દેખાએ નજરે તે રોજ;
સોટરપર લખીઓ એક પત્ર, હુલડ થાએછે જ્યાં તત્ર.૨
વદે કાનરટેબલ તે મુખ, પામ્યાં આપી રાતે દુખ;
એવું કહે બેરામજી જઇ, લશ્કર આ ત્યુ સુમેયઇ. ૩
અમણા બાગી પારસી જન, રંગ તુને સરકારછે ધંન
ખણ બીજે દીને શું થાય,હુલડના જન મંગળ ગાય. ૪
રાત સનીની જાએ એમ નિંદ ન આવે તે જન તેમ;
સની નિસાતો એ ગઇ, રવીવારની વેળા થઇ. ૫



# મુસલમાનનું મરદુ અને હુલડ.

## હોરી.

ચાલ. સાંવેરા અજ હું નહી આપો
મુસલમાને મડદુ બનાવ્યું. ટેક

બાનાવ્યું જન જુગ સાર જગાવ્યુ. મુસ. બના.
ચઢતે પોહોર રવીવાર દીન, એવું એક સુણાવ્યું;
મડદુ બનાવીને કાડે મુસલમાન, પારસી મન જણાવ્યુ;
કહાં જઇ તે તે બીડાવ્યુ, મુસલમાને મડદુ બનાવ્યુ.
બના. ૧
પ્રથમ બાઇવાલા મહી દીઠું પોલીસ જાણે તે આવ્યું,
સાચુ કે જુઠું કોય ન જાણે, જન કહે કોણથી એ આવ્યુ

હાહાકારે જણાયું. મુસલમાને. બના. ૨
એકદમ ભુલેશ્વરની આગળ, મડદુ તે દર્શાવ્યું;
સામાં દેખી પારસી જન ચાર, હુલડ ભુંડુ મચાવ્યુ
પારસીએ (તે) કચળાવ્યું મુસલમાને. બના. ૩
સીદી જન મડદા મળી ઝાઝા, (જોણે) ઝરમર ઝર
વરસાવ્યું;
લાગ મળ્યો પારસીને જાવા, ભુલેશ્વર સુધ આવ્યું;
બ્રાહ્મણોએ બાર અડકાવ્યુ, મુસલમાને. બના. ૪
મુસલમાને કરી ફીકીઆરી, પોલીસે જઈ અટકાવ્યું,
મોટું કરમ પારસીનું તેથી, હિંદુ મળીને હઠાવ્યું;
હીંદુઓએ જય કેવડાવ્યું, મુસલમાને બના. ૫
હીંદુ મુસલમાન કોઇ નહી દીન, છાપે છાપ છપાવ્યું;
આતશ બેરામની શી ગતી થઇ, તે સૌ પત્રે લખાયું.
શ્રમે કરી મડદુ બળવ્યું મુસલમાને બના. ૬

---

૨

મુસલમાન તકીથી જાય, ગલી સોનાપુર ભણી ધાય.
મુસ. ટે.ક
મુસલમાન ટોળી મળી સીદી, પોલીસ શું ? નહીં ગણાય;
મુસલમાન ઘણા કાંઇ સીદી, જેનું ન મન ધરાય;
અરે [illegible] ભરાય, મુસલમાન ગલી સો. ૧
કોઇના હાથમાં સોટાને સોટા, ડાંગ ન પાર ગણાય;

વિકરાળ જાણે વાઘ સરીખા, ફરેલવાડી જાય;
જરા ક્રોધ તેનો ન માય, મુસલમાનત. ગલી સો. ૨
પ્રથમ પારસી સૌ જાણતાના, બાહેર નહી નિસરાય;
મદદ પારસીઓએ બાળ્યુ, તોફાન ( તેથી ) મોટુ થાય
ગતી જેની ન લખાય, મુસલમાનત. ગલી સો. ૩
આતસ બીગરીઓ પણ બીજુ, રણછુર મંગળ ગાય,
રીજમીટ નંબર વીસમી આવી, સોટર સાથ જણાય;
બીજા કાન્સટેબલ ધાય મુસલમાનત. ગલી સો: ૪
મારામારી અહીં મોટી ચાલી, શીફળ શીર ફુટાય;
અજના કરી ધરતીપર પડતા, કોઈ કહે હાય હાય;
ભર્યું પીડ અહી છલકાય, મુસલમાનત. ગલી સો. ૫
લોખંડ હસ્ત ધરેલછે પારસી, મારે તે સીધને ધાય;
વાંકડી મુછના મુસલમાન, તે લાલચોલ જણાય;
મરે ધરતી જે સમાય, મુસલમાનત. ગલીસો. ૬

—o—

રાજીઓ

આવી રૂડી અજવાળી સીં રાતરે, મરશો બોલ્યો મધરાતનો
એ ચાલ.

હાય વાયરે મુબઈમાં દીન જાગીયુ,
પારસીઓ કરેર વીચાર, આઈ પીને જુધ લાગીયું;
સોનાપુરની ગલી જે કેવાએ, તહીં વસે પારસી ઘણુ;

અન્યો અન્ય કરેરે વીચાર, એજગટનમાં શું મણું;
લસ્કરની ટુકડી ઘણી, જેના રંગીલા છે સરદાર;
રંગ જેણે અકો રાખીઓ, રાખે રંગ ધાર તરવાર.
મુબઈમાં. પારસી. ૧
પોલીસ જન ઘાએલ થયું, સીદી બચ્ચું કરેરે તોફાન;
મોબી તળાવ ઊપર કઈ લીધા કોન્સટબલે બે જાન.
મુબઈમાં. પારસી. ૨
ભીડી બજારનાં રસ્તાપર, ત્રીજમીટ ઊભી તરેહવાર;
અસંખ્ય જન જોવા મળ્યા, જોઈ કરે મનમાં વીચાર.
મુબઈમાં. પારસી ૩
એજ પ્રમાણે ઉભી રહી, તે છે કોન્સટેબલની સાથ;
પુરતો બંદોબસ્તરે થવા, થાયે હજુ દીન તે રાત.
મુબઈમાં. પારસી. ૪
અપરા છડી એક કોટમાં, તોફાનીઆ, આવે આણી પેર;
બળગટ પોલીસને થયો, ધામ ધુમ મચી રહી શેર.
મુબઈમાં. પારસી. ૫
મજ્રા મહીં એવું આવીયું, ખીઠીશ આ, રાજ જે કેહેવાએ;
પોલીસનો નહી દેખીઓ, બંદોબસ્ત નજરે જોવાય.
મુબઈમા પારસી. ૬
દીલગીરી થઈ લખીએ અમો, પનો મળી પડી એ છાપ;
તોડ ફોડ લુટે ઘણા, ભુલાગે નવ સરકારની ધાક.
મુબઈમાં પારસી. ૭

# લસકરની મહત અને તેનો દેખાવ.

## ગરબી.

રાગ. સારૂ સ રૂરે વડોદરા શેહેર, મુબઇ આલબેલી.
જોઇ જોઇ લશકરની બાહાર, મુંબઇ શેહેર મહી;
ઘણી ઘણીરે તે તરેહવાર, નજરે જોઇ સહી.
વીસમી રીજમીટ કહેવાય, આવી મદત તે વારરે;
ગન છર બદુકસાથે કરગહ શસ્ત્ર તે હથીઆર ૧
મદત આવી પેલી મળી હોત ઝઘડો ન થાત બજારરે;
પ્રજા તણા ખુન ચોટા જોઇ, દીલગીરી જન આવાર.
મુબઇ. ૨
બારકોટ મહી છે સીદી, ખલાસી તે કઇ ઝાઝારે;
ઝાત તાચું તે ટોળુ આવુ, તે તો રહ્યા છે સાજન.
મુબઇ. ૩
ગેજટ લખે વળી એક વાત, પરમ દીને તે આવ્યું રે;
જમાન ખાનામાં જઇ વસીયુ, હળી મળી દીન વરસાવ્યુ
મુબઇ. ૪
માટે સરકારને લખે છે ગેજટ, બંધ કરો ઉતરતારે;
ઉતર્યા તેને સોધી ઝાલી, કાઢો તે જન નડતા.
મુબઇ. ૫
અવાજ કરે સરકાર ખરે મુખ, રીજમીટ બીજી તેડાવોર

તેમ તેડાવી પુનેથી તે તહી, સુખી નહી છોડાવો.

મુંબઈ. ૬

રાત દીવસ રસ્તામાં રોજમીટ, ફરતી ફરે તે બજારરે.
સૌ મળીને સંખ્યા થઇ મોટી, ગણતાં એક હજાર.

મુંબઇ. ૭

પોલીસને દુખ મોટું આવ્યું, આવ્યું. હાફીસ કે હરે;
સ્કોલર સ્કુલ મહી. નહીં જાએ, ઉપરી જેના તેહ.

મુંબઈ. ૮

શોમવારે શું થાસે તે, જણ્ાએ પત્રો મહીંથાર;
રવીવાર દીન વીત્યો ભારી, રીજમીટ મદદ જહીંથી.

મુંબઈ. ૯

---

## ભુજંગી છંદ.

કહું એક હાજી મહો નીચ જંન,
ન આવ્યો હજી તડ઼ે એ જંન તંન;
થયો સ્વર્ગ વાસી લખે પત્ર માહીં.
શું દીન ત્યારે લખે પત્ર જયાંહી. ૧
અરરર અરરર અરેરે અરેરે,
ખરે આંસુ જાપે ખરેરે ખરેરે;
[illegible] જાય તેની જુઓ ખાસ ભાઈ,

પંડે મુખ્ય કુરાન ■ કાજી સાંઈ. ૨
પિતા નામ આમેદનો તેજ પુત્ર,
ગયો સ્વર્ગે વાસ થયો ઘર સુત્ર,
ન આવ્યો હશે જયાહરે તેહ હયાતી,
થશે મારી સાથ કોઈ શુજાતી. ૩
વતે ગઈ લાશ તેની તમશાણુ,
ઘણા જન શ્રીમંત તે વાર જાણ;
હજારો મુસલમાન તેની પછાડી
કરે કીકિઆરી ઘણી તાળી પાડી. ૪

## બચાવવાને સારૂ પલટણની ગોઠવણ.

### દોહરો

પાયખુની તે વીસમી, ગામડિ પલટણ સાર;
નાકાં બાંધીને રહે, આ રીતે નિર્ધાર. ૧
મરીન ને બટાલીઅન, તેતો પોભી તલાવ;
પહેલે સાગરપર ફરે, સામુદરની[1] પાળ. ૨.
ચોથી ગ્રીનઆર્મ સઈકમ, નિમી મ્યાગ્રીસન ચાઈ. ૩
ભયંકર નજરે પડે, ઊપરી હરતે સ્વોડ. ૩

1. સમુદ્રની

ક્વીન રીજમાંટને શું થયું, કોબાબેથી સારઃ
ચનિરોડ સ્ટેશન સુધી, રાખી જે નિધાર. ૪
લશ્કર બીજું જોઇએ, છે તેની ગોઠવણ;
ટ્રેન મારફત આવશે, મુખ બોલે હવ હણ. ૫

---

## નારાચછંદ.

તોપો બંને સાથ રીજમીટ ગોળાએ તઆર છે,
હરૂ ગેળાા સાથ તેતા ઘેરવા શણગાર છે. ૧
સરસ યુકિત સારી કીધી સરકારે આચાર જે.
રહે પોતીકા કામમાં, તર્વાર પર નીધાર જે ૨
આ બંધોબસ્થો થયું, ખુશી ખરે જન શેરનું.
બહાદુરી સરકારની છે કામ શામશેરનું. ૩
કોટ કોઇ પરદેશ નાસે આમ તેમ પારસી;
વાંદરાને એમના જનને મને દરકાર શી. ૪
દેશી પલટણ એક આવી છે તે થાણાની વળી,
ગવરનર ફ્રૅશીનથી સભા ઠરી હળીમળી. ૫

## ગવર્નર ઈનફેરશીલની સભા અને વીચાર.

### ઠુમરી.

રાગ. આજ છેરા મેરે મન બસ ગઈરે એ ચાલ.
સભા કૌંસીલ ઠરાવેરે. સભા.
ગવર્નર બાહાદુર ભલા. સભા.

સભા મહી શ્રીમંત સરદાર, ગવર્નર પ્રમુખ કંઈ સાર;
સોટરે કહયો જે વિચાર, સો મનમાં તે સમાવેરે.સભા. ૧
તાબુત સઘળાં બંધજ કરવાં, જે બોલે તેનાં હણવા;
સભા થઇ બરખાશ, શભાસદ મંન ધરાવેરે. સભા. ૨

---

### ગરબી.

રાગ. જોયું જોયુંરે કોલા પુર શેર. વડોદર.
ચાલ સુરતી.

આવી આવીરે પુનેથી એક, હય પર બેસીને,
રીજમીટ તે મુંબઈ શેહેર, સુખ થાય દેશીને. ટેક
ઘોડેસ્વાર જન એક સોપરયા, ખરે તે હીંદુસ્થાનીરે;
કરમાં ધરેલ બંધુક ભારી, કેડે સહસ્ત્ર તાણી હય. આ. ૧
ટંકસાલ આગળ બે તોપો, રાખી રીજમીટ(ને) કામરે.
તરેહ તરેહનો કર્યો બંદેબસ્ત, શેહેર તણી ગલી ઠામ.

હ૫. આ. ૨

સ્કુલ રહી દીન ચાર બંધ જે, ગવરન્મેટ કહેવાયરે;
દુકાન કોઇ કોઇ બંધ રહીતી, હાકીમ નજરે જોવાય.

હ૫. આ. ૩

ચાર હજાર લશ્કરની સંખ્યા, થઈ મુંબઈ મોઝારરે;
બહાર થકી સઘળી તે આવી, નજરે જોઇ નિરધાર.

હ૫. આ. ૪

સઘળો બંદોબસ્ત થયો, તોપણ પણ ચુકે ન દાવરે;
મુસલમાનનું જબર ઝુનુડ, અન્યો અન્ય કરી ધાય

હ૫. આ. ૫

વિલાયતથી પણ રીજમીટ આવી, એતાલીસમી તેહરે;
ખબર થઇ દુનિઆમાં સઘળે, જાણ્યું દીન આ જેહ.

હ૫. આ. ૬

મુસલમાનોએ કરી સભા એક, બંગલા માંહીં સારરે;
મહમદ અલી રોગેનો તો તે, શ્રીમંત તે સરદાર.

હ૫. આ. ૭

સભાસદો મળીં જે જે નર છે, તેમાં કોઇ સદગ્રહસ્થરે;
ડગલ મુખે તેણે લેઇ કીધો, સર જમસેદજી ધર્મહસ્ત.

હ૫. આ. ૮

આગા પારસી થઇ મુસલમાન, સલાહ કરવા કાજરે;
સર જમસેદજીએ જવાબ આપ્યો ફીતુર કરે જન લાજ.

હ૫. આ ૯

પારસીએ નહ ઉઠાયુ ફીતુર, માટે નહીં મુજ કામરે;
સલાહ કરો સઉ મુસલમાન થઇ, ત્યારે કરશો કામ.
હય. આ. ૧૦

સભા મેલવવા આ એક જનને, સોંપ્યું તે હુંશીઆરરે;
ઓનરએબલ નારણ વાસુદેવ, કબુલ કરે આવાર.
હય. આ, ૧૧

મુસલમાન આગેવાન થઇને, સભા બનાવી આ તવરે;
અહમદખાનાં બંગલામાં, આ તવ ખુશી થઇ.
હય. આ. ૧૨

---

# મુસલમાનોની મળેલી સભામાં

# થએલો વીચાર.

## કુંડળીઓ.

નારાયણ વાસૂદેવ, આનરએબલ તેહ;
હાજર બંને એ થયા, ડાકટર બજાની જેહ;
ડાકટર બજાની જેહ, સભાસદને મુખવદીઆ;
તમો થશો તઇયાર, પારસી નહીં જન ખમીઆ;
રે પારશી શભા, તમે તહી આવો સાર;

ત્યારે ખુશી થાય, સભાસદના બેસનાર. ૧

૨

મીસ્તર બદરદીન કહે, માનું છુ ઊપકાર,
આનરએબલનો વળી, કાજીને કહુ વાર;
કાજીને કહું વાર, મુરખને રે સમજાવો;
કરે નહી ફીતુર, શિષ્ય તેવીજ ભણાવો;
ધર્મ લહી મન માંહ, લખીયુ છે શુ સાસ્તર,
વાહ વાહરે તને, ભલા બદર દીન મીસ્તર. ૨

---

## સરકારી બંદોબસ્ત.

### દોહરો.

સો મનીને આગોઆ, ઘોડેસ્વાર પલટણ;
સંખ્યા તે શત ચારની, હય બોલે છ હણ હણ. ૧

---

### રાગ રામગ્રી.

જુઓ બમિછે ભામની, નૈષદ નાથની નાર. એ ચાલ.
સરસ ઝરી જુગતી અહીં, ગો મુંબઇ શેહેર;

સ. દં. ન મ. ૮

સાંપખળા તે આગળ, જઈ ઉભી હતી જ,
ચારે બાજુ આ રીતે બંદોબસ્ત કર્યો જ. સ. દં. ન. મ. ૯
ગાન દોલત કરતા ફરે, ઘોડેસ્વાર પલટણ,
તાબુત દીન છે જ્યાં સુધી, ત્યાં સુધી આરામુ.

સ. દે ન મ ૧૦

## હુકમ તાબુત બંધ કર્યાં સાંભળ્યું.

ગરબી.

રાગ બોલો ને બાપા માન સ્વામી બોલો એ ચાલ.
બંધ કરવા તાબુત હુકમ થયો બંધ કરવા તાબુત. ટેક
પંજા બનાવી જન તાબુત હુકમ. બ. ૧
જરૂર કરી સારી ગોઠવણથી, જુમા મસીદ શુક્રવાર.
હુકમ. બ ૨
જુમા મસીદમાં માંજન સત છત્રીસ, બંદગી કરવા ખાસ.
હુકમ. બ. ૩
બંદગી કરીને ચાલ્યા ગયા, તે તોફાન વિન તે સાર.
હુકમ. બ. ૪

# જાહેર ખબર

આ પુસ્તક નીચે લખેલી જગાએથી મળશે.

મુંબઈમાં કાળકાદેવીના રસ્તાપર દરેક ચોપડી વાળાઓ
નો દુકાનેથી
તથા ભુલેશ્વર સ્કુલના માસ્તર નરભેરામ કા
શીરામ પાસેથી મળશે.

વલસાડમાં ત્યાંના તાલુકા સ્કુલના હેડમાસ્તર પાસેથી
મળશે.

નવસારીમાં ત્યાંના સરકારી નિશાળના માસ્તર પાસે
થી મળશે.

અમદાવાદમાં કવિશ્વર દલપતરામ ડાયાભાઈ, જુદાં જુદાં પ્ર
કારના આ. સેક્રેટરી સાહેબની ઓફીસમાં
થી મળશે.

નરભેરામ કાશીરામ